# શ્રીમાલતી સ્વયંવર.

સ્ત્રીકેળવણીના ઉદ્દેશાર્થે વાર્તારૂપે ગીતો તથા

છંદોથી નીતિયુક્ત સભ્યતા ભરેલું.

પદ્યમાં રચીને

ભટ, બળદેવરામ કૃષ્ણરામે પ્રગટ કીધું.

## પૂર્વાર્દ્ધ.

**મુંબઈ;**

ઓરિએન્ટલ છાપખાનામાં છપાવ્યું.

સંવત્ ૧૯૪૧. સન ૧૮૮૫.

કિમ્મત રૂ ૧.

# પ્રસ્તાવના.

આજકાલ નેકનામ બ્રીટીશસરકારની રાજ્ય સત્તાથી અને આપણી આર્યભૂમિમાં જેમ જેમ તેમનું વધારે રાજ્ય ફેલાતું ગયું, તેમ તેમ વિદ્યાની તથા કલાકૌશલ્યોની વૃદ્ધી થવાથી જુદા જુદા વિષયો ઉપર વિવેચન થઈને હજારો પુસ્તકો પ્રગટ થયાં છે. જેથી આર્યજનોને ઉર્ન્નતદશામાં આવવાનાં સાધનો મળ્યાં છે. સંસારી હાલત સુધારવા બાબત વિદ્વાનોયે ઘણાં પુસ્તકો પ્રગટ કર્યાં છે, અને હજુ પ્રગટ થતાં જાય છે, પરંતુ અદ્યાપી સુધી આપણો ગુર્જરવર્ગ અન્ય પ્રજાઓ તરફ દ્રષ્ટિ કરતાં સંસારિક સુધારણામાં ઘણોજ પછાત છે, એનું મુખ્ય કારણ મને એમ લાગે છે કે, પુરૂષવર્ગ જ્યાંહાં સુધી સ્ત્રીઓને તથા બેહેન બેટિયોને પુર્ણ રીતે સંસારી કેળવણી આપવાને આગળ ડગલું ભરશે નાહીં ત્યાંહાં સુધી સ્ત્રીઓ તથા આપણી બેહેન બેટિયો પુરૂષવર્ગને અનુકુળ થઈ મનવાંછીત પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવી શકે એ તદ્દન અસંભવિત છે. માટે સ્ત્રીવર્ગને પણ ઉત્તમપ્રકારની કેળવણી આપવી ઘટે છે.

આધૂનિક રાજ્યકર્તાની રહેમ નજરથી અને ભારતવર્ષના કેટલક દ્રષ્ટિગોચર થતા ઉદયથી સ્ત્રીકેળવણીનો ફેલાવો થવા માંડ્યો છે એ ઘણું સ્તુતિપાત્ર છે, પરંતુ હજી સુધી કુમારિકાઓને સ્કૂલ છોડ્યા પછી બોધ મળે એવાં આપણા ગુર્જર વર્ગમાં ઉપયુક્ત પુસ્તકોની ઘણી ખોટ છે એમ જાણી મેં મારી અલ્પબુદ્ધિથી સ્ત્રીકેળવણીને લગતો નીતિ અને સભ્યતાયુક્ત શુભ માંગલિક અવસરે ગાવાને ગીતમય તેમજ વાર્તારૂપે શિખામણથી ભરપૂર **"શ્રીમાલતી સ્વયંવર"** નામનો આ ગ્રંથ પદ્યમાં રચ્યો છે. તે વિદ્વજ્જનોની હજુરમાં રજુ કરૂં છઊં તે સ્વિકારશો.

આ ગ્રંથમાં નીચે દરસાવ્યા ઉપરાંત ઘણી બાબતોનો સમાવેશ કર્યો છે તે અનુક્રમણિકા વાંચવાથી ધ્યાનમાં આવશે.

પ્રથમ. વાર્તાપ્રકરણ શરૂ કરીને માલતીને ગુરૂપાસે નીતિની કેળવણી અપાવી પતિવ્રતા સ્ત્રિયોના ધર્મનો બોધ કરાવ્યો છે.

બીજું. માલતીને દેવીની આગળ પૂર્વજન્મની વાર્તાનું સ્મરણ કરાવી પૂર્વનો પતી મળવા સારૂ સ્તૂતિ કરાવી વરદાન મેળવાવ્યું છે.

ત્રીજુ. માલતીના પિતાયે દેશ દેશના રાજાઓને સ્વયંવરમાં પધારવા કંકોત્રિયો મોકલાવી તથા જાહેરનામાં કાઢી સર્વે રાજાઓને તેડ્યા છે, અને માલતીએ તે રાજાઓમાંથી ચતુરાઈએ પોતાનો ઈચ્છાવર શોધી કાહાડવા પૂર્વની કથાના કેટલાક મોઘમ દ્રષ્ટાંતો તથા સમસ્યાઓ પુછી તેના ખુલાસા મેળવી પોતાના પ્રાણપતીને વરમાળ આરોપી છે. એ અને શેવટ એના પિતાયે વિધીપૂર્વક લગ્ન કર્યાં છે તેમાં અવસર અવસરનાં તમામ હાલના વખતમાં સ્ત્રીઓમાં ગવાતા રાગમાં ઘણાંજ મનોરંજક ગીતો મુક્યાં છે ઈત્યાદી, એ રીતે આ પૂર્વાર્ધ ગ્રંથની કથા માલતીને સાસરે વળાવી સમાપ્ત કરી છે.

સર્વ વિદ્વજ્જનોને મારી વિનયપૂર્વક વિનંતી છે કે, મેં પીંગળ, ભાષા, વિરતી, પ્રાસ, અર્થ અને નિયમો ઉપર લક્ષ ન રાખતાં આ લઘુ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે, માટે ગુણ દોષ વિશે માફી આપતાં ખરા મતલબને ગ્રહણ કરશો એવી આશા રાખું છું.

**ભટ. બળદેવરામ કૃષ્ણારામ.**

તા. ૪ થી ફેબ્રુઆરી સને ૧૮૮૫.

---

# અનુક્રમણિકા.

---



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૪ | ૧૧ | ર'ઙુ. | રે'ઙુ. |
| ૩૫ | ૨૩ | સ્વથંવર. | સ્વયંવર. |
| ૫૩ | ૧૨ | ઘણા. | ઘણો. |
| ૭૮ | ૮ | ન્યાય છે. | ન્હાય છે. |
| ૭૮ | ૧૩ | " | " |
| ૭૮ | ૧૮ | " | " |
| ૯૩ | ૫ | સુદર. | સુંદર. |

# શ્રીમાલતી સ્વયંવર.



## મંગલાચરણ.

### વસંતતિલકા છંદ.

કૈલાસવાસિ અવિનાશિ સ્વયં પ્રકાશી,
કાશીનિવાસઅભિલાષિ ઉમાવિલાસી;
વિશ્વેશ શંકર દિગંબર અંબિકેશ,
પ્રીતીથિ નિત્ય પ્રણમૂં તમને મહેશ. ૧
કાયા સુશોભિત સ્મશાનવિભૂતિ ધારી,
પૂજાય પાવન પદાંબુજ પાપ હારી;
સેવે સુરાસુર પ્રતાપ ઉરે વિચારી,
પ્રીતીથિ નિત્ય પ્રણમૂં તમને પુરારી. ૨
વામાંગસંગ ગિરિરાજકુમારિ રાજે,
ગંગા સહીત શશિ શીશવિષે વિરાજે;
શોભે છટામય કિરીટ જટા વિશેષ,
પ્રીતીથિ નિત્ય પ્રણમૂં તમને મહેશ. ૩
કંઠે હલાહલ વિશાળ કપાલ માલા,
જ્વાલા ત્રિલોચનની ભાલવિષે વિશાલા,
સ્કંધે ભુજંગ ઉપવીત લલીત ભારી,
પ્રીતીથિ નિત્ય પ્રણમૂં તમને પુરારી. ૪
ઓપે પિનાક કરદંડવિષે અખંડ,
જેથી નિશાચરવિનાશ કર્યા પ્રચંડ;
રાજે સદા હૃદય પદ્મ દયા મહેશ,
પ્રીતીથિ નિત્ય પ્રણમૂં તમને મહેશ. ૫
વંદી સદા તવ પદાંબુજ શૂલપાણી,
આરંભુ માલતી સ્વયંવર સ્નેહ આણી,

આપો અખંડ મતિરૂપિ મહાસમૃદ્ધિ,
જેથી થશે સુજન રંજન ગ્રંથ વૃદ્ધિ. ૬

## દોહોરા.

જયપુર પુર જગ જાણીતું, ભરતખંડમાં સાર;
નવતેરી વસ્તી થકી, શોભિત સહુ સંસાર. ૧
બ્રાહ્મણ ક્ષત્રિ વણીકને, શુદ્રાદીક ભરપુર;
ધર્મમાર્ગ વરતે સહુ, ધાંનતમાં નહીં ક્રૂર. ૨
નરપતિ નવલ કિશોરશો, જસવતસિંહ રણધીર;
મહાપ્રતાપિક દાનવી, બીજો વિક્રમ વીર. ૩
વૈભવ વિવિધ પ્રકારના, માણે સારી પેર;
સદાશીવ પ્રતાપથી, લક્ષ્મી લીલા લહેર. ૪
સુશીળ શાંત સ્વભાવનો, કુશળ કળામાં એહ;
અસ્ત્ર શસ્ત્ર બાણાવળી, દેવ દેવાંશી દેહ. ૫
તે રાજાને રાણિયો, સદ્ગુણવંતી ત્રણ;
પ્રીતમ સમ પતિને ગણી, નિશદિન સેવે ચર્ણ. ૬
રાણી ચતુર રતનાવતી, રૂપ ગુણે ભંડાર;
સતી સપુત સલક્ષણી, જગદંબા અવતાર. ૭
ત્રણ પ્રજા ઉતપન હવી, પટરાણીને પેટ;
બે બાળક એક બાળકી, કહી સંભળાવું નેટ. ૮
પુત્રી જે પરિવારમાં, માલતી રંભારૂપ;
દીપક જોત હીરા સમી, સદ્ગુણવંતી અનુપ. ૯
પુત્ર પ્રતાપિક બે વળી; સમરથ રાજકુમાર;
માનસિંહ મહિમા ઘણો, રૂપ તણો અંબાર. ૧૦
રૂપસિંહ બીજો કહું, શસ્ત્ર વિદ્યાનો જાણ;
કંદ્રપ કોટી તેજશો, દીસે સુંદર ભાણ. ૧૧
પ્રધાન છે બહુ પ્રાક્રમી, ધનુર્વિદ્યાનો ધીર;
ચંદ્રવંશીના રાજ્યમાં વિજયસિંહ બળવીર. ૧૨

રાજ્યમેહેલ રચના ભલી, ઉપમા વરણી ન જાય;
તોપણ અલ્પમતીથકી, સહેજ કહ્યું મહિમાય. ૧૩

## મનહર છંદ.

મહિપાળતણા મેંલ, મેડીને ઝરૂખાં ગોખ;
અટારી બારીની બહુ, શોભા મીનાકારી છે;
વિશ્વકરમાયે રૂડો, ચિતાર ચિતારી કરી;
અલકાપુરીની ખુબી, તેમાંહે ઉતારી છે;
ભંડાર કોઠાર ઘણા, માલને ખજાના સારૂ;
અગાશિયો ઉત્તમ તો, બેસવાને સારી છે.
બાગને બગીચાથકી, આંખને થંડક વળે;
ફુવારા સાનિધ રૂડી, કચેરી બનાવી છે. ૧

## દોહોરા.

તેમજ પુરના શેઠિયા, આદી સાહુના વાસ;
દેખીને મનડું ઠરે, નથી કાંઈએ કચાસ. ૧

## મનહર છંદ.

શેઠ સાહુકારતણાં, સદન શોભે અપાર;
બારી બારણાથી માળ, ગગનમાં ગાજે છે.
પાછળ વિશાળ વાડા, આગળ રખાવ્યા ચોક,
બેઠકો બનાવી ભલી, ભાતની તે છાજે છે.
શુક સારિકાના સૂર, સુણતાં લાગે મધૂર;
નૃત્ય કરતા મયૂર, શિખરે વિરાજે છે.
સુવર્ણ કળશથકી, સુંદરિયો પાણી ભરે;
વૈભવ ભોગવે સદા, મહાલક્ષ્મી રાજે છે. ૧

## દોહોરા.

વરણ અઢાર સંપી વસે, નિજ નિજકેરે સ્થાન;
હેલો હરકત નહીં કદી, નહીં કોને અપમાન. ૧

## મનહર છંદ.

બ્રાહ્મણો, વણિક, સોની, પટેલ, સુતાર, માળી;
કુંભાર, લુહાર, ધોબી, સલાટ, ચીતારા છે.
ઘાંચી મોચી, દરજીને, હજામ, રબારી, ભોઈ;
ભાટને, તંબોળી, જતી, જોગીને, પીંજારા છે.
ભાટિયા, લુહાણા, છીપા, કોળી, રજપુત ભીલ;
ભરવાડ, ભણસાળી, કડિયા, કંસારા છે.
શાળવી, ખરાદી, ખત્રી, કાયસ્થ, કંદોઈ, નટ,
સરૈયા કંતારી, ગોલા, ગોસાંઈ, ત્રાગળા છે. ૧
ચારણ, ભોજક, સાધુ, ખારવા, ખલાશી, દંડી;
સંન્યાસી, વૈરાગી ઓડ, અતિશે રંગારા છે.
પારશી, મેમણ, ખોજા, વોરા, મણિયાર રૂડા;
વેપારી મુસલમાન, ભારી પૈસાવાળા છે.
ગાન તાન નૃત્યકલા, વિષે છે નિપુણ એવી,
કલાવંતણીઓતણા, નિવાસ રૂપાળા છે.
ઢેડને, ચમાર, ભંગી, કસાઈ, કલાલ, માછી,
ગરોડાદિ જાતતણા, વાસ દૂર ન્યારા છે. ૨

## દોહોરા.

કોટતણી શોભા ઘણી, દરવાજા છે બાર,
દુશમનનું ચાલે નહીં, કોઈ વાતે લગાર. ૧

## મનહર છંદ.

કોટ કાંગરાની શોભા, બુરજ દીસે છે ભારી;
ખાહી છે ચોમેર મોટી, પાણીથી ભરાવી છે.
બાર દરવાજા બાર, તોપોને જંજાળો રાખી,
શત્રુઓના ત્રાસસારૂ, ભરાવી મુકાવી છે.
ચોકીવાળા ફરે તેથી, ભય નહીં સ્વપનમાં,
જસવતરાયે એવી, સંભાળ રખાવી છે.

અજા વાઘ નિર્ભયથી, એક આરે પાણી પિયે,
વીરહાક ગાજે ભૂપ, આણ વરતાવી છે. ૧

## દોહોરા.

રાજ્યતણી સરહદ સુણો, દરસાવું પ્રદેશ,
આણ ફરે ભૂપાળની, પ્રસન્ન સદા મહેશ. ૧

## છપ્પો.

મારવાડ મુલતાન, સિંધ કાશ્મીરજ પૂરૂં;
દિલ્હીને પંજાબ, કચ્છ જે બહુ છે શૂરૂં.
ઇન્દ્રપ્રસ્થ મેવાડ, અયોધ્યા નગરી બાંધી;
બંગાળ બ્રહ્માદેશ, નેપાળતણી હદ સાધી.
પ્રયાગ બહાર ને ઓઢિયા, ગુજરાત આખો જાણવો,
બળદેવ કહે મધ્યે રહ્યો, બાકું લક્ષ જે માળવો. ૧
કોકણ દક્ષિણ સાર, કર્ણાટક મહિસુર,
મહારાષ્ટ્ર ત્રાવણકોર, નિજામ તંજાવર દૂર.
સહ્યાદ્રિનાં શિખર, ધ્વજા ફરકે ધોળી,
બદ્રિનાથ કેદાર, હિમાચળ ચઢવું ડોળી.
કાશ્મીરની સરહદથકી, લંકા જ્યાં મુક્તામણી;
બળદેવ આણ વરતે વળી, એક ચક્રએ જસવતતણી. ૨

## દોહોરા.

વણજ કરે સહુ વાણિયા, બ્રાહ્મણ વેદ ભણંત;
ચોર નહીં ચુગલી નહીં, પ્રજા રહે નિશ્ચંત. ૧
સદાવ્રત દરબારથી, સાધુ સંત અપાય;
મન ગમતાં સુખ ભોગવે, આશિષ દેતા જાય. ૨
એક દિવસ આનંદમાં, બેઠાં સ્ત્રી ભરથાર;
કુંવરીને નિહાળીને, પ્રસન્ન થયાં અપાર. ૩

રાય બોલ્યા બહુ રીઝથી સ્ત્રીશું પર્મે વચંન;
પુત્રી ભણવા મુકીએ, જો ચાહાતું હોય મંન. ૪
ઊમ્મર વર્ષજ સાતની, તનયા રૂપ વિશાળ;
વૃદ્ધ ગુરૂને સોંપીએ, મુહુરત જોઈ નિશાળ. ૫
રાણી બોલ્યાં રાયને, રૂડો કરચો વિચાર;
અતિ ઉતમ એથી કયું, પુછાવો નિરધાર. ૬
જોશીને તેડાવિને, આસન આપ્યું પર્મે;
અર્ઘ પાદ્ય પુજા કરી, પરહરી મનનો ગર્વ. ૭
શ્રીફળ ફોફળ પાનને, કુમકુમ અક્ષત સાર;
પાંચ મહોર આગળ ધરી, પ્રશ્ન પુછ્યું ભૂપાળ. ૮
ઉત્તમ મુહુરત આપીએ, ગુરૂજી લાગું પાય;
ભણવાને સોંપુ અમો, માલતી મુજ કન્યાય. ૯
ગુરૂ શ્રવણ દસરાતણું, સરસ મુરત છે એક;
દિનશુદ્ધિ સર્વોપરી, મૂકો કરી વિવેક. ૧૦
દિવસ આવ્યો દસરાતણો, બોલાવ્યા ગુરૂ દ્વાર;
પ્રેમથકી પધારિયા, તે વેળા તતકાળ. ૧૧
વસ્ત્રાભૂષણ પુત્રીને, પેરાવ્યાં ભલીભાત;
શીખામણ દે શોભતી, રત્નાવતી સાક્ષાત. ૧૨

## માતાની શિખામણ.

### ગરબી ૧.

"ભમરા પેહેલો વધાવો મારે આવિયો." એ રાગ.

માલતીકુંવરીને રતનાવતી કહે,
હરખે પધારો ભણવા નિશાળ રે;
લાડકડી મારી વિદ્યા ભણજો તે બહુ ભાવથી.
કુંવરી અંગમાં આળસ નવ રાખશો,
કરજો અભ્યાસ આણી બહુ વ્હાલ રે. લાડકડી મારી. ૧

ભણતાં અર્થ સમજી લેજો અંતરે,
નહીં કરશો પોપટ જેવા પાઠ રે, લાડકડી મારી.
કુંવરી જેજે શીખો તે સમરણ રાખજો,
કોથી ના કરશો ઠાલો તમે ઠાઠ રે. લાડકડી મારી. ૨
કુંવરી જે જે તમારી સાહેલિયો,
તેથી અધકેરી થાજો તેને શીર રે; લાડકડી મારી.
ગુરૂજી કહે તે શિક્ષા સર્વે માનજો,
હુકમવિના ન પીશો કદી નીર રે. લાડકડી મારી. ૩
કુંવરી રમત ન રમશો નકામની,
ઊછાંછળીનો તજી દેજો સંગરે, લાડકડી મારી.
કુંવરી શાણી સહીની સોબત રાખજો,
જેને ભણવાની મનમાં ઊમંગ રે. લાડકડી મારી. ૪
કુંવરી કા'યરથયેથી અર્થ નહીં સરે,
હિમ્મત કરેથી કારજ થાય સિદ્ધ રે; લાડકડી મારી.
એવી કાળજી હંમેશાં રાખજો,
ભમશો નહીં કદી આપે કોઈ રિદ્ધ રે. લાડકડી મારી. ૫
કુંવરી પુસ્તક પાનાંને સંભાળજો,
સાચવી રાખીને કરજો જતંન રે; લાડકડી મારી.
મારી લાડકડી કોઈથી લઢશો નહીં,
કોઈને કહેશો ના કડવું વચંન રે. લાડકડી મારી. ૬
ભણવા જાતાં નહીં શેકાશો કદી,
ભણતર ગણતરમાં રાખજો ધ્યાન રે, લાડકડી મારી.
કુંવરી વખત ન ખોશો પળ એકનો,
શીખી ભણીને થાજો ગુણવાન રે; લાડકડી મારી. ૭
કાળ ગુમાવ્યો ફરી મળતો નથી,
જોતાં જોતાં તો જુગ વહી જાય રે; લાડકડી મારી.
ભણી ભામની તે સુખ પામશે,
વગર ભણેલી મુરખ કે'વાય રે; લાડકડી મારી. ૮

ચતુર ચિંતનીને ઈચ્છે મોટા ભૂપતી,
આધીન રે'છે તેને તો સહાય રે; લાડકડી મારી.
પુછયા વિના અક્ષર નહીં આવડે,
પુછી પુછીને પંડિત થવાય રે. લાડકડી મારી. ૯
લાંબો પંથ ચાલેથી કપાય છે,
લખતાં લખતાં તો લહીઓ થાય રે; લાડકડી મારી.
પાણી પીવાય નહીં કદી સામટું,
થોડે થોડે તો તરસ છીપાય રે, લાડકડી મારી. ૧૦
થોડું થોડુંજો કુંવરી શીખશો,
વિસરી નહીં જાઓ તમે લવલેશ રે; લાડકડી મારી.
ગણતાં લાખોની સંખ્યા ગણાય છે,
ચણતાં ચણતાં તો મેહેલ બંધાય રે. લાડકડી મારી. ૧૧
સમરણ કરજો તે વિશ્વના તાતનું,
એ છે સર્વ જગત પ્રતિપાળ રે, લાડકડી મારી.
એણે રચના રચી છે સંસારની,
પ્રાણી માત્રનો એ છે સર્જન હાર રે. લાડકડી મારી. ૧૨
પૃથ્વી, પાણી, પર્વતને વનસ્પતી;
સૂર્ય, ચંદ્રને તારાઓ આકાશ રે; લાડકડી મારી.
શીત, ગરમી, વરસાદ ને વાયરો,
એ સહુ એની કૃતિનો પ્રકાશ રે. લાડકડી મારી. ૧૩
કુંવરી કરૂણાસાગર તો એ એક છે,
તમને રાખશે તે કુશળ કલ્યાણ રે; લાડકડી મારી.
સર્વે ઈચ્છાઓ તે તો પુરી પાડશે,
દેછે આશિષ બળદેવરામ રે. લાડકડી મારી. ૧૪

## દોહરા.

રત્નાવતીએ એ રીતે; દિધિ શીખામણ સાર;
સુણી સ્નેહથી જડમતી, પ્રવીણ થાય નિરધાર. ૧